વન્દેમાતરમ્.

દેશભક્ત મહાત્મા

# તિલક

દેવને થયેલી સજા માટે શોકદર્શક

દિલગિરિનું પુસ્તક.

---

ર. છ. પ્રસિદ્ધ કરનાર

શાહ. અમીચંદ નથુભાઈ

રોહીશાળા.

---

અમદાવાદ, સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

---

આવૃત્તિ પહેલી

સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.

---

કિંમત અમુલ્ય.

# હિંદુસ્તાનની હાલની સ્થિતિ.

સ્વદેશનું સુર ગયું છે, બાહોશી બાહાર જતી રહી છે, હીંમત હારી ગઇ છે, પરાક્રમ પાયમાલ થઇ ગયું છે, ચાલાકી ચાલી ગઇ છે, સંપનું સત્યાનાશ વળી ગયું છે, વિરોધનો વધારો થયો છે, લક્ષ્મી તદ્દન લુંટાઇ ગઇ છે અને ઉદ્યોગરૂપી સૂર્ય તે અસ્ત પામ્યો છે. જેની ગેરહાજરીમાં આર્યપ્રજા, નિર્માલ્ય, નિર્ધન, અને નિરાધાર અવસ્થાએ આવી પહોંચી છે.

દરેક માણુસ મરવાને માટેજ જન્મ લઇ જેનાથી દેશસેવા થઇ શકતી નથી તે જીવતો છતાં મુવેલોજ છે.

શ્રીયુત્ બીપીનચંદ્રપાલના.

મહાશય. તિલકમહારાજ બાલના

શ્રીયુત્ લજપતરાય લાલાજીના.

વિગેરે મહાત્મા અરવીંદ બાબુના તથા પ્રસિદ્ધ ભાષણો કર્ત્તાઓનાં

ભાષણો

ની બુક ઘણીજ સારી થોડા વખતમાં આહકો જેટલી પ્રતો પ્રસિદ્ધ થશે. માટે આઠ આનાની પોષ્ટેજ ટિકિટો મોકલો.

આવાજ દેશસેવાના પુસ્તકો હું પ્રસિદ્ધ કરનાર છું અને જેમ જેમ મને મદદ મળતી જશે તેમ તેના પુસ્તકો જલદી પ્રસિદ્ધિમાં મુકીશ.

નારકર. બ્રધર્સ.

રાહીરારોડ.

## દેશમાં પ્રજાના શોકનું ગાયન,

હાય હાય રે હીંદનો હીરો ગયો હાથથી,
તેનું કે'વું સુણો ભાઇ કાનથી. હાય. ૧

જેણે તજ્યાં કુટુંબ પરીવાર,
સ્વદેશીને કીધો ઉપગાર;
માટે કરવો ઘટે છે વિચાર રે. હાય. ૨
તીલક જેવા નરો નથી થવા,
જેણે હીંદને ઉંઘથી જગાડ્યા;
તેના ગુણોને રાતદીન ગાવા રે. હાય. ૩
તીલક કહે છે સુણો મારા ભાઈ,
સર્વ મળી માગો સ્વતંત્રતાઈ;
શું બેસી રહ્યા છો ઘરમાંઇ રે. હાય. ૪
જેણે દેશહીત કરવા કાજે,
દેશનીકાલનું દુઃખ વેઠ્યું આજે;
એવી સજા ન એમને છાજે રે. હાય. ૫
લોકો કહે છે થયો છે અન્યાય,
નીર્દોષીને માર્યો કારી ઘાય;
સડેલ ભેજાં તે સઉનાં ગણાય રે. હાય. ૬
જેથી પડી દેશો દેશ હડતાળ,
તેથી વિચારે નર ને નાર;
હવે આવ્યો છે બારીક કાળ રે. હાય. ૭
તીલક ભાઈ થયો એક મોટો,
હિંદુસ્તાનમાં મળે નહી જોટો;
દેશોદેશ પાડ્યો એણે સોટો રે. હાય. ૮
પરેલ ઉપર પોલીસે મારી સીટી,
ત્યાં થઈ પોલીસ સઘળી ઉભી;
માણસ ઘાયલ કીધાં ઘણાં ભારી રે. હાય. ૯

મીલના માણુસે મદદ ઘણી કીધી,
મજુરોએ શાબાશી ઘણી લીધી;
માટે જાગો સ્વદેશી ભાઈ રે. હાય. ૧૦
ઘણી આશા હતી તેના દીલમાં,
તે રહી ગઈ મનની મનમાં;
હિંદ માટે થયો દેશનીકાલ રે. હાય. ૧૧
અશાડ વદ નોમ બુધવારે,
રાત્રી નવ ત્રીશને સુમારે;
વીર તીલક કર્યા હદપાર રે. હાય. ૧૨
તે હિંદ તણો હતો હીરો,
સ્વદેશી બંધુઓનો વીરો;
હિંદપ્રજા માટે તો અધીરો રે. હાય. ૧૩
તિલક થયો એક મોટો,
તેનો જગમાં ન જડે જોટો;
દેશોદેશ પાડયો એણે સાટો રે. હાય. ૧૪
ભાર ઉઠો હવે તજી આળસાઈ,
ચાંપતા લ્યો તેનો ઉપાઈ;
જાન છોડાવો બધા ભાઈ રે. હાય. ૧૫

## મહાત્માશ્રી તિલકમહારાજને થયેલી સજાને માટે ખેદની કવિતાઓ.

૧

### લલિત છંદ.

અરર ઓ પ્રભુ. કેર શ્યો થતો, ગજબ ગાજતો, આજતો છતો,
તિલક દેવ રે દુર હા ! થતાં, સકળ દેશીઓ, દુખ પામતાં. ૧

દુખદ વાત આ, કાન ફાડતી, હૃદય ચીરતી, ઘાવ પાડતી,
શ્રવણે જે પળે, પાપણી થઇ, જીવનદોરીની કાપણી થઇ. ૨
ભુલી ગયા બંધુ, સાન ભાનરે, નહિ જરી રહ્યું, આત્મજ્ઞાન રે,
સકળ દેશ હા, મ્લાન મ્લાન રે, ધરણીના ધણી; ધાર ધ્યાનરે. ૩
વગર સ્વારથે, દેશભક્ત એ, દુખ સહે ઘણા થૈ અશક્ત રે,
પરગજુપણું; વૃત એ ધરે, સહસ્ર સંકટે ના કદી ડરે. ૪
ચઢી કસોટીએ, દાખવ્યું ખરે, દુઃખતણા ડરે, ના કદી ચળે,
નર ખરે ખરા, દેશદાઝથી, નહિ ડગે કદી, સાચ ઝાઝથી. ૫
નહિ બીજી જડે, જોડી એહની, અરર શી દશા, થાય તેહની,
થઇ સજા ચાતી, દેશપારની, બહુ દુખી દશા, હિંદ હારની. ૬
ગજબ આ ગતી, કેવી કાલની, અતિ દુખી દશા બાલ બાલની,
તિલક તાતના, દેશપારથી, શિશુ બધા રડે, અશ્રુધારથી. ૭
અરર ! ઇશ હે ! માગું એટલું, કરી કૃપા હવે આપ તેટલું,
તિલક તાતને ન્યાય આપરે, સકળ તેહના તાપ કાપરે. ૮

## માલીનીં છંદ.

અરર ! અરર ! હાયે, દૈવ આ શું ભળાયે,
અજબ ગજબ રીતી, કાલની ના કળાયે;
નહિ નહિ નહિ ક્યાંહિ. શાંન્તી દેશે જણાયે,
જહી તહી જઇ જુઓ, હા ! રડારોળ થાયે. ૧
અગણિત ગુણવાળી, હિન્દ દેવીનિ મુર્તિ,
સકળ વિભવશાળી, શુરવીરોથી પુર્તિ;
તિલક તિલક રૂપે, તાલ શૃંગાર શોભે,
અરર ! અરર ! શિક્ષા, બંતરી મોહી લોભે. ૨

ચડપ ઝડપ મારી, પાપણી, પીડનારી,
હરી ગઈ નિજ હોંશે, તાત આ બ્રહ્મચારી;
ગરમ રૂપ ધરીને, ડાકણી એ ડરાવે,
નહિ નહિ નહિ જાણે, કાંઇ ના કામ આવે. ૩

જુતડી તણુંજ જુઠું, હાજી હાજી*જ રૂપ,
મુઢ કદિ ભલું માને, કૂપ તે અંતે કૂપ;
કપટ રીત ન ફાવી, રાંડ હઈયા ફુટેલી,
ગરમ રૂપ ધરીને, પેચ કુંચી ચલાવી. ૪

કદી કદી કદી નાહિ, મેરૂ હાયે ચળીત,
નહી તિલક મહાત્મા હોય, સ્વપ્ને સ્ખલીત;
જુઠું કયમ નિજ ધારે, સત્યતાનોજ સ્વામી,
નહિ નહિ અહી ફાવે, છો બધે તુંય નામી. ૫

નહિ કદી તુંય ફાવે, રાંડ ધારીશ ખેલ,
પણ સકળ પ્રજાને, હાથ થૈ લેજ મેલ;
વગર તિલક પિતા, કયાં કરે બાલગેલ,
કહીં જઇ દુઃખ કેવું, ભારી આ દુઃખ હેલ. ૬

ઇશ ઇશ ઇશ માગું, પાય લાગી હવે તો,
વિનવણી ધરી ધ્યાને, છુટકારો કરે તો;
દુઃખી દુઃખી દુઃખી બાલો, "બાલ" પાસે જઇને,
સુખી સુખી સુખી થાશે, નામ તારૂં દઇને. ૭

**ગઝલ.**

તિલકહા ! તાત, તિલક હા ! તાત, તિલક હા તાત, તિલક હા તાત.
અવાથી દુર, થઈ છે ઘાત, અરે હા ! ઘાત, ગજબ હા ઘાત,

* ખુશામત.

અરે માહાત્મા, તમારે મન્ન, સુખો દુખો, બધુએ ઠીક;
ચંદન ખંડન, થકી વ્યાપે, જગે જાણો, સુવાસ અધિક. ૧

કસાઓ જેમ, અધિક છો તેમ, કસાએ જેમ, અધિક છે હેમ,
અરે પણ હા ! અમારી તો; દશા થઇ ગઇ, પ્રેતજ જેમ;
હવે પીડા, થતી પેટે, કહો જઇને, કીહાં કે'વી,
હતી પીડા, તે તો છે, વધુ આઘાત પડી સે'વી. ૨

હતા હા ! હા ! દાઝેલા, વધુ આ દામ દેવાયો,
પડયાપર હા ! દીધી લાત, વથા ! હા ! દેવ, વગોવાયો;
સકળ ભકતો, તણા બેહાલ, ઝુંટાવી " બાલ ' કર્યાં હા ! હા !
રૂવે રૂવે પીડા એ છે, નહિ સમશે, ઉંડો છે ઘા, ૩

હ્રદય હોળી અતિ પ્રકટી વળી વિસ્તારથી પ્રસરી,
ન બુઝાશે, અરે આ જવાલ વિના સંયોગ તીલકની સરી;
વિરહ કેરો, કરડતો હા ? કીડો પાપી, કીડો પાપી,
અરે ઓ દઇવ, હવે કે દી, સુખી થાશું, અમે આપી. ૪

તિલક કેરો, છુટકારો, થશે જયારે, અરે ત્યારે,
પરમ સ્નેહે, દરશનથી, સકળ ટળશે, દુખો ત્યારે;
શિતળ તેના, પરમાણું, તણી સરીતા, વહે જયારે,
ઉકળેલા, દુખી હ્રદયો, કરોડો શાંત થશે ત્યારે. ૫

અરે ઓ ઇશ, શરમ ના વે, જગે ન્યાયી શિદ કેવાયે,
ભુલી દુખમાં કઇનું કંઇ૦ અરે આજે જો બોલાયે;
કરીને માફ, દયાળુ બાપ, તિલકના તાપ, તું તો કાપ,
કહે અમી, છે ઉત્સુક, છુટયા જોવા, તિલક તાત. ૬

૪

## પ્રમાણિકા છંદ.

અશાડ નોમ હા ! વદી, તણી દુઃખી ઘડી અડી;
બુધે નીશા થયે ખરી, પીશાચણી રૂપે પડી. ૧
નહી જરી દયા કરી, પ્રખ્યાત નાથ "કેશરી"*
શિરે ચુડેલ એ સરી, અહા લઇ ગઇ હરી. ૨
અહીત કોટી ભક્ત હું, અભીક હે હરી ચહું;
દયાળુ ભીખ આપ એ, છુટા વદેશ તાત એ. ૩

---

૫

## ( સુંદીર શામળીઆ—એ રાગ. )

ભાગ્ય ફરી વળીઉં, ન્યાય થયો દુઃખકારી;
બહુ મતીઉં બળીઉં, રીત થઇ પાડનારી.
"કેશરી અધિપતિ બહાદુર," સત્યતાનું જેહને શુર,
પવિત્રતાથી નર જે પુર, થયા દેશથી આજે દુર;
બનાવ બન્યો બહુ ભારી. ભાગ્ય૦ ૧
દેશદાઝ જેણે ધરી ચિતે, પંથ સુઝાડે અતિશય પ્રીતે,
પ્રજા રાજાને શુદ્ધ રીતે, દોરવતાં બન્ને નહિ ચીતે.
આફત આવી અણધારી. ભાગ્ય૦ ૨
રૈયત દુઃખ રાજાને કે'તાં, સલાહ સત્ય સાથે સુચવતાં,
આફત આવી વ્હોરી લેતા, શોક જરી નહિ હૃદયે ધરતા;
સપડાયા બીજી વારે. ભાગ્ય૦ ૩
ભાષાનો તરજુમો ખોટો, કબુલ કરે સહુ ભાગે મોટો,

---

* કેશરીપત્રના અધિપતી.

હતો કંઇક તહીં ગડબડ ગોટો, વાગ્યો દેવને ભારી સોટો;
દીલગીરી નહિ ધારી. ભાગ્ય૦ ૪
ન્યાય આપવા બેઠી જુરી, ભાષા કો નહી જાણે પુરી,
પુરી નહી ભાઇ કો'ને અધુરી, સજા મારવા થઇ ગઇ શુરી;
ગજબ થયો બહુ ભારી. ભાગ્ય૦ ૫
દાવર નામે જડજ પારસી, જુરીમાં તો બેય પારશી,
બાકી પરદેશીઓ જાણો, ન્યાય કહો કેવો તમે માનો;
થાય રૂદન અશ્રુ ધારી. ભાગ્ય૦ ૬
અરે ઇશ કંઇ કૃપા કરીને, રંક દેશપર રે'મ ધરીને,
ઝટપટ મેળવ તાત હમારા, ઢીલ કરીશ નહિજ લગારે;
અમી કહે આ વારી. ભાગ્ય૦ ૭

૬

( હા ! થયા શા હાલ મારા, હાલ હે હરી. એ રાગ. )

હા ? હવે શી રીત દેશ દીન ગુજારશે,
બળતાં ઝળતાં કયાં જઇએ, હૃદય ઠારશે;
"બાલ' વિરહ થકી હા ! હા ! બાળકો મરે,
જળ વિનાનું માછલું, હા ! જેમ તરફડે. ૧
તાતનો વિયોગ કયાં સુધી સહી શકાય,
સંયોગનું સ્વર્ગીય સુખ કેમ મેળવાય;
એ બધું બને અરે, જોઇશ કર કૃપાય,
હાલ આમ તેમથી, અહહ ખાવા ધાય. ૨
નિર્બળ બનેલાં બાળકો, હા ! શી રીતે સહે,
લાગટ દુઃખની ઝડી, મુશળધારી વ્હે;
તિલક તાત અળગા થયા, દેશ દુઃખી હાય,
ભિક્ષુક યાચે એટલું, હે ઇશ; તવ કૃપાય. ૩

૭

## નારાચ છંદ.

અરે પ્રભુ ! કૃપા કરી, જરીક ચિત્ત ધારીને,
અખિલ દેશની વિનંતી, સાંભળી વિચારીને;
બચાવવા ચહે કદી, છુટા વદેશ "બાલને"
રડી બધાય હેતુથી, છુટાવ તાત 'બાલને' ૧

૮

## મરહઠ્ઠા છંદ.

જ્યાં ત્યાં જુઓ, રૂદન વિણના, વાત બીજી જણાયે,
ઠામે ઠામે, તિલક વિરહે, આંસુઓ તો પડાયે;
આખા દેશે, તિલક સમ હા ! સ્વચ્છ હીરા લુટાયા,
લાચારીમાં, ફરી જઇ હવે, હિંદીઓ સૌ કુટાયા. ૧
હા ! હા ! ધારો ભગવત અરે, છુટકારો કરોને,
માહાત્મા એ, તદપી શિદને, વીનંતિ ના સુણોરે;
દેશી બંધુ, સકળ મળીને, ઇશને સૌ જણાવો,
બીજી વાતો, પડતી મુકીને, તાતને તો બચાવો. ૨

૯

હાય વોયરે આસ્યો ગજબ હવે થાય છે,
ઓય બાપરે એવું નહિ સ્હેવાય છે;
પંચરંગી પ્રજાથી પુજાતા, અખિલ દેશે જે દેવ મનાતા,
હાય એવા નરો દુર થાય છે, દેશપારની સજા એ થાય છે.
બધા દેશમાં વ્યાપી દીલગીરી, હડતાળો થઇ ઠાર ઠારી,
ઘવાયેલી લાગણી ઘવાય છે, હાય કાંઇ ન દાદ દેવાય છે. હાય.

પ્રભુ! કરીને અમપર મ્હેર, કરી દેને બસ લીલા લ્હેર;
પ્રભુ કરને છુટા દેશ તાતને. હાય.

૧૦

### દોહરો.

શાતીઆને સંતાપ આ, કેવો વસમો કાલ;
જો કદી એમ ન હોય તો, શીદ પકડાયે 'બાલ.' ૧
ગંગાધરના સુત છે, નામ છે બળવંતરાવ;
માતાનું નામ પાર્વતિ, દેશભક્ત છે સાવ. ૨
સકળ બંધુઓ એટલું, કહેવું મારે આજ;
આપણુ સઘળાઓ મળી, પ્રભુ પ્રાર્થો તિલક કાજ. ૩
જેના માટે એ અરે, થયા ખરેખર દૂર;
તે સઉકો આપણુ:મળી, કરો એટલું શૂર. ૪
વિદેશી વસ્તુ નહી કદી, લેવી ચોક્કસ વાત;
નિયમથી ખસવું નહિ, (ભલે) થાય પ્રાણુની ઘાત. ૫

---

બંધુઓ! વિચાર કરો વિલાયતી વસ્તુઓથી આપણી કેવી દશા થઈ ગઇ છે, પૈસો પરદેશ ગયો આપણે ઉદ્યમ હીન થવાથી હુન્નર હુન્નાઇ ગયો. ને હીંદની અત્યારે દુર્બલ દશા થઇ ગઇ. હીંદ હાથી ગરીબ ગાય બની ગયો. એટલુંજ નહિ પરંતુ ધર્મનો પણુ ધબડકો વળ્યો. આર્ય ધર્મને ભ્રષ્ટ કરનાર અપવિત્ર વસ્તુઓથી વિદેશી વસ્તુઓ બને છે માટે હવે તેનો ત્યાગ કરો. આપણુને વિદેશી વસ્તુએ પોતાની જાળમાં ફસાવી વ્યસનીની માફક કેવા ટાંટીઆ ઘસતા કરી મુકયા છે તે તો બંધુઓ! જાગો!

૧૧

અરે જીવ ઘાટ નવા શીદ ઘડેએ–રાગ.

હીંદના વાસી જાગ્ય જો અરે, ગજબની ખબર તને નહિ ખરે,
હોય ખબર તો વિદેશી વસ્તુ, વેશ્યાને શીદ વરે,
ટાપટીપ કરનારી કુલટા, વિત વ્યર્થ જે હરે,
આંખોમાં ધુળ નાંખી આપણી, અંધ દેખતા કરે,
પર તે પર થઇ અંતે પાપણી, ઘર પોતાનું ભરે. ગજબની.
ધર્માંચારથી પતન પમાડી, ખુશી ખુબ એ ખરે,
ઉઠ ઉઠ ઝટ વેગે વીરા, પલકમાંહિ પરીહરે. ગજબની.

સાખી.

ગેબી ગોળો ગજબનો, ગડગડીઓ ! હાય,
ધોઝારો એ ઘાટથી, ડફણે દુરજ થાય;
અર્થ દુબળી દેશી ચીજથી, સંતોષે બસ સરે,
ભારતવાસી ભાવી આવું, જાગ્ય જાગ્ય ઝટ અરે. ગજબની.
દેશી વસ્તુ વિણુ નવ વ્હોરૂં, નિશ્ચય આવો કરે,
હિંદ દેવીના પલકમાંહિ જો, વિજયધ્વજ ફરફરે. ગજબની.

વન્દેમાતરમ્.

## આખા હિંદુસ્તાનમાં પ્રખ્યાત થયલી

## अद्भुत चमत्कार.

# वंध्यागुटिका.

આ દવા રજસ્વલાને ત્રીજે દીવસે ખવરાવવાની છે. આ દવા મંગાવતી વખતે દવા ખાનાર સ્ત્રીનું નામ તેના ધણીનું નામ ને ધણીના પીતાનું નામ, રજસ્વલા પુરે માસે આવે છે કે અધુરે માસે, ભુત, પ્રેતનો વહેમ છે કે નથી. આટલી બીના અમોને લખી જણાવવી, આ

ગોળીઓથી સાત જન્મની વાંઝીણી હશે તો તે ને તેના કર્મમાં નહિ હોય તો અમો એમ કહીએ છીએ કે તે ખરી ખાત્રીથી તથા પરમેશ્વરના ઉપર વિશ્વાસ રાખવાથી, છ માસનો ગર્ભ રહીને ગર્ભપાત થશે પણ વાંઝીઆમેણું ભાગશે. અમો અમારા અંતઃકરણ પુર્વક કહિએ છીએ કે તે નાપાડમાં આવીને દવા ખાશે તો ઘણું સારૂં. આ મારી રૂબરૂમાં દવા ખાનાર સ્રીને રહેવાનો સગવડ છે.

આ દવા ઘણી અકસીર છે, અને તે વંધ્યા ( વાંઝણી ) સ્રીને તરત લાગુ પડે છે. જે સ્રીને ગર્ભ રહેતો ન હોય તેણે આ દવા વાપરીને ખાત્રી કરવી. સ્રીને એકવીશ પ્રકારના યોનિકંદના રોગ હોય છે, તથા ભુત–પ્રેતનો વ્હેમ હોય તેવી સ્રીને બાધા આપીને દવા આપવાથી અવસ્ય પ્રભુ–કૃપાથી ફાયદો થાય છે. યોની–કમળમાં એક પ્રકારનો જંતુ હોવાથી ગર્ભ ધારણ થતો નથી, અને સ્રી વંધ્યા રહે છે. આ દવા વાત, પિત્ત, કફથી થતા તમામ રોગો મટાડીને પ્રજાનું સુખ આપે છે. કોણ નથી જાણતું કે પ્રજા વિનાનો સંસાર સુનો છે ? ઇશ્વરકૃપાથી આ દવા હાથ આવી છે. વરસ ૧૫ થી ૨૫ સુધીની સ્રીને તે તરત લાગુ પડે છે. વરસ ૨૫ થી ૩૫ સુધીની સ્રીને ત્રણ માસે લાગુ પડે છે. આ દવાની વધારે ખાત્રી માટે અર્ધા આનાની ટીકીટ મોકલી જવાબ મંગાવો. ગોળી ૭ ની ડબી ૧ ની કિંમત રૂ. ૧। ટપાલ ખર્ચ વધારે. દવા વી. પી. થી મોકલવામાં આવશે. વીશફાટકની ૪૫ ગોળીઓની ડબી ૧ ની કિંમત રૂ. ૧.

મળવાનું ઠેકાણું.

**જ્યોતીર્વીન્દ મુલશંકર દયારામ પુરોહિત મેવાડ.**

**મુ. નાપાડ તાલુકે—આણંદ.**

## દીલીવાળા લાલા બીશનદયાળ ધરમદાસનો

# શુદ્ધ સાચાં મોતીનો સુરમો.

આંખની બળતર, કળતર, મગજની ગરમી, નજળો, ખીલ, ઝાંખ, ધોરી, છાયા, ફુલું, પડળ, આંખમાંથી પાણીનું ઝરવું, ચીપડા, પરવાળાં, વિગેરેને મટાડે છે.

કીમત નં. ૧—૩ નો કાળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥, તો ૦॥ ની શીશીનો રૂ. ૧.

નં. ૨ નો કાળો સુરમો તોલા. ૦। ની શીશીનો રૂ. ૦।, તોલા ૦॥ ની શીશીનો રૂ. ૦॥

નં. ૪ નો પીળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦।, તો. ૦॥ ની શીશીનો રૂ. ૧.

નં. ૫ નો ધોળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥

નં. ૬ નો લાલ સુરમો શીશી ૧ નો રૂ. ૦॥।

☞ આંજવાની સળી શીશી સાથે મળશે. ઇલાયદી સળીની કીંમત રૂ. ૦—૧—૦ પડશે.

વધુ વીગત માટે ૦)૦॥ આનાની ટીકીટ મોકલી અમારૂં મોટું પ્રાઇસલીસ્ટ મંગાવો.

બનાવનાર તથા વેચનાર

**લાલા બીશનદયાળ ધરમદાસ અત્તરવાળા.**

નં. ૩૫૫૩ જુમામસીદ.—અમદાવાદ.